શ્રી

# અરજુન ગીતા

અકુળ લીલા વડા કકા સાથે.



છપાવી પ્રસિદ્ધ કર્તા:—કાગઝી મહુમુદ એન્ડ મહુમદભાઈ.

૬૦ ટાવર રોડ, અગ્નાયાની વાડી સામે—સુરત.

રત બરાનપુરી ભાગળ, ભાજીવાળા પોળમાં, આવેલા શ્રી અનાવિલ બંધુ પ્રીન્ટીંગ પ્રેસમાં ગોવિન્દજી ડાહ્યાભાઈ નાયકે છાપ્યું.

કીંમત બે આના.

# અરજુન ગીતા.

અરજુન ગીતાનો અર્થ એ છે જે અરજુન તે પાંચે પાંડવને માંહેનો એક ભાઈ હતો, તેને શ્રીકૃષ્ણ ભગવાન સંગાથે સગાઈ તથા મીત્રાચારી હતી. અરજુન લડાઇ પર ચડયો ત્યાં સગાસંબંધીને જોઇ માયા વશ થયો, અને શ્રી કૃષ્ણ ભગભાવને ખરો ધર્મ શું તે પુછ્યુ ત્યારે શ્રી ભગવાને અરજુનને ધર્મ સાર કહી સંભળાવ્યો.

## સરસ્તી છંદની ચાલ.

શ્રીગુરૂ પ્રતાપે ગાઇએ, કિરપા તે સાધુ જંન
પરિબ્રહ્મ મારો આત્મા મારૂં મન તે અરજુન;
અરજુન સુણો ગીતા સાર પાંડવ માનજે નરધાર—ટેક.
અરજુને એમજ પુછ્યું સાંભળો વૈકુંઠ રાય;
એક સાર ગીતા કહો મને, નિજ ભકતનો મહિમાય.—અરજુન૦
ત્યારે શ્રીહરિ એમ બોલિયાં અરજુન ધરજે મન;
એક સાર ગીતા સાંભળે, અવતાર તેનો ધન્ય.—અરજુન૦
વૈકુંઠ લોક તે વશ બાહરે, બ્રહ્માંડ કેરો ભાર;
પણ ધન્ય મારા દાસને રાખે હૃદય મોઝાર.—અરજુન૦
જળ મધ્યે જે વસે પદ્મ તેને સ્પર્શે નહી લગાર;
તે ચિન્હ મારા ભકતનું વળગે ન વિષય વિકાર.—અરજુન૦
સંસારમાં સરસો રહે અને મન મારી પાસ;
સંસારમાં લોપાય નહી તે જાણ્ુ મારો દાસ—અરજુન૦

મુજ ભક્ત તે મુજને ભજે હૈયે હોય હેત હંમેશ;
તો ભક્ત તેને જાણીએ, જે કરે ન કોઇનો દ્વેશ.—અરજુન૦
કર માંહી તુલસી કર્ણે તુલસી કંઠ તું સીહાર;
બહુ તિલક છાપાં શોભિતાં મુજ ભક્તનો શણગાર.—અરજુન૦
ખરા સાધુને જાણે નહીં, પાખંડ પૂજે લોક;
જે દંભ આડંબર કરે તે જાણું સર્વ ફોક.—અરજુન૦
ઉત્તમ વર્ણ થઇ નહિ ભજે, ચાંડાલ કહીએ તેહ;
ચાંડાલ થઇ મુજને ભજે, તે જાય મારી દેહ.—અરજુન૦
મુજ ભક્ત કેરે કારણે, અવતાર લીધા દશ:
હું નિરંજનને નિરાકૃતિ, મને ભક્તે કીધો વશ.—અરજુન૦
વળી દેવ કેરે કારણે, ગયો વસમે વંન;
રાવણ મારીને રાજ્ય આપ્યું, વિભિષણ રાજન.—અરજુન૦
દુર્વાસા ઋષિએ દુભિયો, મુજ આતમા અંબરીષ;
ભય ચક્ર મેલી છેદિયો મેં બળી લગાડી રીખ—અરજુન૦
બલિરાયને મેં બાંધીયો, દેવોની કીધી વાર;
પાતાલ આપ્યું રાયને, ત્યાં હું રહ્યો છડીદાર.—અરજુન૦
ગોકુલ વિષે હું અવતર્યો, શિર પીંછ ધરતો મોર;
આતો હું માખણ તસ્કરી, જુગમાં કહેવાયો ચોર.—અરજુન૦
માત જસોદાએ બાંધીયો, હું જોડી ઉભો હાથ,
હું દીન થયો તે દાસનો, ચૌદ ભુવનનો નાથ.—અરજુન૦
વળી ઈંદ્ર જ્યારે કોપિયો ત્યારે કોઇએ ન આવ્યું આડ;
ગોકુલ રાખ્યું રેલતું-ગોપીને લડાવ્યા લાડ.—અરજુન૦
સોળસેં સ્ત્રીઓમાં હું રમ્યો, મારો કોઇ ન જાણે ભેદ;
મારા ભક્ત કેરે કારણે, મને કહે લંપટ વેદ.—અરજુન૦

વિરંચી વાછરૂ હરી ગયો, તે થયોજ અધર્મ;
હું નવાં નિપજાવી લાવિયો, મારો કોઇ ન જાણે મર્મ—અરજુન૦
મામાને હું મળવા ગયો, ત્યાં મળી કુબજા નાર;
થોડાક ચંદન કારણે, મેં આપ્યું રૂપ અપાર.—અરજુન૦

વળી પ્રથમ પોળે પેસતાં, પરિયટે દીધી ગાળ;
મેં મારીને વસ્ત્ર લીધાં, સોહાવિયા ગોવાળ—અરજુન૦
વળી ત્યાંથી આગળ ચાલતાં માલણ લાવી હાર;
મેં અર્થ સાધ્યો એહનો, આપ્યા પદારથ ચાર—અરજુન૦

વળી માર્ગમાં નાવિક મળ્યો, ને આપ્યું દર્પણ હાથ;
પૂર્યા મનોરથ તે તણા ને રાખ્યો મારી સાથ—અરજુન૦

સંબંધી જનને જે હણે ચાંડાલનો તે અંશ;
મારા ભક્ત કેરે કારણે, મેં માર્યો મામો કંસ.—અરજુન૦

મેં સુદામાને સંતોષીઓ, તાગના કણને કાજ;
સંપતિ આપી તેહને નવનિદ્ધિ સુદ્ધાં રાજ.—અરજુન૦

એક વાર વિદુર ઘેર જઇ આરોગ્યા ભાજી પાન;
મેં લાડ પાળ્યાં દાસનાં રાજાના મોડ્યાં માન—અરજુન૦
કૌરવનું કુળ સંહારિયું, મેં સાર્યો તારો અર્થ;
હું ચૌદ ભુવનનો રાજીયો, મેં હાંક્યો તારો રથ.—અરજુન૦

એક વાર વનમાં હું ગયો ત્યાં વન હતું ઘનઘોર;
મેં ભાવ જોયો ભીલડીનો ખાધાં તે એઠાં બોર.—અરજુન૦
અમે ઘણા મળી ગોવાળીઆ, રમતા ગયા મહા વન;
બહુ ભાવ જોઇ ઋષિ નારનો, અમે જાચી લીધાં અન્ન.—અરજુન૦

પ્રહ્લાદ પિતુએ પજવિયો, મેં થંભ પુર્યો વાસ;
તે દુષ્ટને વિદારિયો ઉગારી લીધો દાસ.—અરજુન૦
વળી ધ્રુવને દુભાવિયો ને કાઢિયો વનવાસ;
તે બાલક મને વશ કર્યો, ધન્ય ધન્ય મારો દાસ.—અરજુન૦
ચંદ્રહાસ ને હરિશ્ચંદ્ર રાજા ભકત મારા તેહ;
પડે વિપત્તિ પણ નહી વીસરે, મુજ મુકુટના મણિ એહ.—અરજુન૦
જ્યારે સુધન્વાને નાખીયો તાતે તેલ બળતી ઝાળ;
મારા દાસને ઉગાર્યો, સંભારતાં તત્કાલ.—અરજુન૦
દ્રૌપદીનાં પટકુળ કાઢિયાં હું પાસ નહિ તે કાળ;
મારા દાસને વેળા પડી, ત્યારે તુરત લીધી સંભાળ,—અરજુન૦
પાંચાળીને જ્યાં પરહરી પાસે હતા પંચ વીર;
મારા દાસના મેં પુરિયાં નવસેં નવાણું ચીર.—અરજુન૦
એક કોળીએ કૌતુક કીધું ને લીધું મારૂં રૂપ;
રાજાની કન્યા પરણીયો, પરદલ કોપ્યો ભુપ.—અરજુન૦
મેં ત્યાં જઈને શું કર્યું, મુજ તેજ મુકયું માર;
પરદલનો પરાજય કર્યો કીધી ભકતનીવ્હાર—અરજુન૦
અજામેલ મહા પાતકી, પાપીની ગુણિકા જેહ;
સ્મરણ કરતાં માહરૂં, વૈકુંઠ પામ્યા તેહ.—અરજુન૦
ગજરાજને ગ્રાહે ગ્રહ્યો, ત્યાં લીધું મારૂં નામ;
ત્યાં એક કરતાં બેઉના, અરજુન સીધ્યાં કામ.—અરજુન૦
હું માં ને મારા ભકતમાં, અંતર ન હોય લગાર;
મુજ ભકતને ઓળખે નહીં, તે ભૂલી ભમે સંસાર.—અરજુન૦
મારા ભકત સુખી તો હું સુખી દુઃખી તો દુઃખી હું જાણ;
મારા ભકતને કોઇ દુઃભવે, તો મને લાગે બાણ.—અરજુન૦

છે સ્વર્ગ મૃત્યુ પાતાલમાં, જલ સ્થળ મહીં મુજ વાસ;
સુણ ઇંદ્રસુત તુજને કહું, હું થકી અદકો મુજ દાસ.—અરજુન૦
હું યોગ યજ્ઞે નહિ મળું, નહિ તપ તીરથ કે દાન;
અરજુન મહીમા જાણજે, ભક્તિથી છે જ્ઞાન.—અરજુન૦

હું ભક્તની સંગે ફરૂં મને ભક્તનો આધાર;
અરજુન મહિમા જાણજો, કહેતાં ન આવે પાર.—અરજુન૦
હરિભક્ત મહિમા સુણી અરજુન, પામ્યો હરખ અપાર;
મૂર્છીત થઇ અવની પડયો, નેત્રે વહે જલધાર.—અરજુન૦
આ ગીતાને જે અનુભવે, જે ગાય નરને નાર;
અરજુન એવું જાણજો, તે પામે પદ નિરધાર.—અરજુન૦

એ ભક્ત મહિમા માહરો કોણ કળ્યો નવ જાય;
જેનું ભાગ્ય હોય તે અનુભવે, ધનદાસ ગીતા ગાય.—અરજુન૦

—: ઇતિશ્રી અરજુન ગીતા :—



# વડો—કક્કો.

કક્કા કર સદ્દગુરૂનો સંગ રૂદે કમળમાં લાગે રંગ,
અંતરમાં અજવાળુ થાય માયા મનથી દુર પળાય;
લીગવાસના હોયે ભંગ કક્કા કર સદ્દગુરૂનો સંગ ૧
ખખ્ખા ખરેખરી છે વાત જે શ્રીમુખે કહી સાક્ષાત,
જ્ઞાની મુની જોગી જતી ગુરૂકૃપા વિણુ સીદ્ધી નથી;
જન્મમરણુની મટશે ઘાત ખખ્ખા ખરેખરી છે વાત ૨
ગગ્ગા ગુરૂની સેવા કરો પરનીંદા પરધન પરહરો
પ્રપંચ તે પડવાનો ઠામ સાચે રાચે સીતારામ;
એ શીખામણુ ચીત્તમાં ધરો ગગ્ગા ગુરૂની સેવા કરો. ૩
ઘઘ્ઘા ઘણું કહે શું થાય ભવ તરવાનો એ ઉપાય,
સમજીને સંસય ટાળવા બાહેર ભીતર હરી ભાળવા;
જોતાં જીવદશા તો જાય ઘઘ્ઘા ઘણું કહે શું થાય ૪
નન્ના નિર્મળ તેની દશા જેને રૂદિયે હરી વસ્યા,
પોતાના અવગુણુને હણે પરના તો રૂદિયે નવ ગણે;
કોના દોષ ન દેખે કશા નન્ના નિર્મળ તેની દશા ૫
ચચ્ચા ચીત્તમાં ચેતી લે માથે મરણુ તણો છે ભે,
કાયા ઉપર તાકે કાળ મોહ પારધીએ માંડી જાળ;
તેમાં હરિ રાખે તો રહે ચચ્ચા ચીતમાં ચેતી લે ૬

છઠ્ઠા છે માયા ગુણમયી બળવતી પણ દીસે નહિ,
દાનવ માનવ ને દેવતા આધીન થઇ સઉએ સેવતા;
હરિજન આગે હારી રહી છઠ્ઠા છે માયા ગુણમયી. ૭
જજ્જા વીરલ જાણે ભેદ માયા પ્રપંચ વિધિ નષેધ,
તે માયાનું તજવું માન માયાપતિ ભજવા ભગવાન,
અંતરમાં ઉપજે નિર્વેદ જજ્જા વિરલ જાણે ભેદ. ૮
ઝઝ્ઝા ઝાંખી જોને જેહ વણ વાદળ જ્યાં વરસે મેહ,
વિના સરોવર અંબુજ સાર વિના ભ્રમર ઉડે ગુંજાર;
વિના અર્ક અજવાળુ તેહ ઝઝ્ઝા જોને ઝાંખી જેહ. ૯
નન્ના નામ નાવ છે સાર જે બેસે તે ઉતરે પાર
કાળ કર્મ નહિ લાગે લેશ આનંદી છે હરિનો દેશ;
તે પદને પામે નિર્ધાર નન્ના નામ નાવ સાર ૧૦
ટટ્ટા ટેક જનમનો ટળે અંતરજામી ઘટમાં મળે,
નાના મોટા હરિના ઘાટ કોઇ સુક્ષ્મ ને કોઇ વઇરાટ;
હરિને ભજતાં હુંપદ ગળે ટટ્ટા ટેક જનમનો ટળે ૧૧
ઠઠ્ઠા ઠેકાણું છે ઠીક જ્યાં ન મળે બીજાની બીક,
નીર્ભય નારાયણનો વાસ પ્રેમ ધરીને રાખો પાસ
સમજુ માની લેને શીક્ષ ઠઠ્ઠા ઠેકાણું છે ઠીક. ૧૨
ડડ્ડા ડહાપણ મુકી દે સદગુરૂને શરણે રહે,
વચન તણો રાખી વિશ્વાસ કુકલ્પનાનો કરજે નાશ
ઉપાધીથી અળગો રહે ડડ્ડા ડહાપણ મુકી દે. ૧૩
ઢઢ્ઢા ઢોલ વગાડી કહ્યું રૂડા પુરૂષને રૂદીએ રહ્યું,
સમજ્યા તેણે લીધો સાર ગાફલ નર તે ખાશે માર

જોતામાં જોબન તો ગયું હદ્દા ઢોલ વગાડી કહ્યું ૧૪
રેણા રણ ચોરાશી તણું તેનું વ્યાજ વધે છે ઘણું,
દાણી ઘરમાં ડુસી ગયો દેવાળુ કાઢીને રહ્યો
જમ ઠીંકર કરશે તાપણું રેણા રણ ચોરાશી તણું. ૧૫

તત્તા તારૂં આપ તપાસ કયાંથી આવ્યો કયાં તું જાસ,
ખેપ કરીને ખોળી કાડ હરીફ હોય તો લાગે હાડ;
મુરખના મનમાં નહિ ત્રાસ તત્તા તારૂં આપ તપાસ. ૧૬
થથ્થા સ્થિર તો રહેવું નથી કોણ રંક કોણ પૃથ્વીપતી
આજકાલમાં જાવું સહી કોટી ઉપાયે રહેવું નહિ
ભાવ ધરી ભજ કમળાપતિ થથ્થા સ્થિર તો રહેવું નથી ૧૭
દદ્દા દેહ દેવળમાં દેવ સેવક થઇને કરને સેવ
પ્રેમ પુષ્પને ચંદનહાર જ્ઞાનદિપક ઘટમાં અજવાળ;
અંતરનો ટાળે અહમેવ દદ્દા દેહ દેવળમાં દેવ ૧૮

ધધ્ધા ધરજે ધારણ ધીર વાઘ કાન્છ વશ રાખે વીર
શબ્દ તણી ધરજે સમશેર શતરૂં દળમાં પાડે ભેળ
સદગુરૂ બખ્તર પહેરે શરીર ધધ્ધા ધારણ ધરજે ધિર ૧૯
નન્ના નીશાન ગુરૂનું છેય ધીરવીર પગ રોપી રેય
કાયર નરનું નહિ ત્યાં કામ શુરવીરનો સાચો સંગ્રામ
જીત્યા નીર્ગુણ જગમાં જેહ નન્ના નીશાના ગુરૂનું છેય ૨૦

પપ્પા પુરાણી જે પ્રીત મેરૂ ચળે પણ ન મળે ચીત્ત
ધ્રુવની પેરે અવીચળ રહે સ્તુતિ–નીંદા–સુખ–દુખ સહે
નારાયણને નીરમે નીત પપ્પા પૂરાણી છે પ્રીત ૨૧
ફફા ફોગટ તે કોણ ફરે સચેત થઇ હરિ સ્મરણ કરે

જન્મમરણમાં આવે નહિ જેનું મન વસીયું હરિ મહીં
જેઠરાવાસ ન નીશ્ચે કરે ફફા ફોગટ તે કાણુ ફરે ૨૨
ભભ્ભા ભજન થકી ભય ટળે નિશ્ચય કાળ કરાળ ન ગળે
ભેખ ધરે જો સીદ્ધિ થાય ભાંડ ભવૈયા વધકુંઠ જાય;
જેવો ભાવ તેવા હરિ મળે ભભ્ભા ભજન થકી ભય ટળે. ૨૩
મમ્મા માયા મનની જાણુ મારૂં તારૂં ખેંચાતાણુ
સઘળે સરખો આત્મારામ સાંધા વાંધા મનનું કામ
માટે મન હરી ચરણે આણુ મમ્મા માયા મનની જાણુ ૨૪
જજ્જા જીવપણું જેહને સંશય શોક સદા તેહને
આત્મબુદ્ધિ ન ઉપજે કદી આશા ત્રષ્ણા ને આપદા
દેહી દર્શી દેખે દેહને જજ્જા જીવપણું જેહને ૨૫
રર્‍રા રામ ભજનમાં રહે બીજું બકવું મુકી દે
વળતો શીદ વદે છે વાદ નીર વલોવે ન આવે સ્વાદ
હરિનું હારદ હેતે ગ્રહે રર્‍રા રામ ભજનમાં રહે ૨૬
લલ્લા લે તું આતમ લાવ ફરી ફરી ન આવે દાવ
જીતી બાજી હારીશ નહિ સમજુને શીખામણ કહી
હવે ન ચુકીશ આવ્યો દાવ લલ્લા લે તું આતમ લાવ ૨૭
વવ્વા વેદ વચન નિર્ધાર જે પ્રીછે તે પામે પાર
ઉંચ નીચનો અંતર નથી સમજ્યા તે પામ્યા સદગતી
સંશય શોક તજો અહંકાર વવ્વા વેદ વચન નીર્ધાર ૨૮
શશ્શા સાધન સરવે થયું જેનું ચિત્ત હરિ ચરણે રહ્યું
હરતાં ફરતાં હરિનું ધ્યાન તપ તીરથ તેને બહુ દાન
કોટી વિઘ્ન ભય દુષ્કૃત ગયું શશ્શા સાધન સર્વે થયું ૨૯

ખખ્ખા ખાંડનાં બીબાં ભરે કોયલ કાગડો કુંજર કરે
મીન મઘર બહુ જળચર જાત જેશું બીબું તેવી ભાત
મીસરી જોતાં તો મન ઠરે ખખ્ખા ખાંડનાં બીબાં ભરે ૩૦
સસ્સા સઘળે સુંદર શ્યામ હરી વીના નહિ ઠાલો ઠામ
અનેક રૂપે એનાં નામ આદિ અંતે એકજ રામ
જો સમજે તો પુરણ કામ સસ્સા સઘળે સુંદદ શ્યામ ૩૧
હહ્હા હરિ ભાળ ભરપુર દોષ કર્મ તો રહેશે દુર,
રહેવાની નહિ રજની કોકાળ નેમ આત્મ પુરણ ભાળ,
નિર્મળ નેત્રે નિર્ખો તુર હહ્હા હરિને ભાળ ભરપુર ૩૨
સઉ અક્ષરે સંપુરણ થયા હરિ ગુરૂ સંતે કીધી દયા
દરેક અક્ષરે આતમ બોધ જો સમજે તો ટળે વિરોધ
સંવત અઢાર બત્રીસી સાલ ચયતર સુદી ૭ સોમવાર ૩૩
સંઘેશ્વર સાધુનું ધામ ઠાકોર કુંજબિહારી નામ,
પ્રીતમે પ્રેમથી અક્ષર કહ્યા હરિ ગુરૂ સંતે કીધી દયા૦



# સુદામાને બતાવેલી અકળ લીલા.

---

એક વખત વિઠલવર ચાલ્યા, ભાવ ભક્ત ઉપર લાવ્યા;
બાળ સ્નેહી સુદામાને મળવા માધવજી આવ્યા. ૧
સુદામાપુરીમાં પ્રભુ પધાર્યા, નર નારીને હેત વાપ્યું;
પવિત્ર પત્નિ સુદામાનાં, હરજીને આસન આપ્યું. ૨
સુદામા કહે છે નારીને, ચડાવ્ય ચુલે તપેલી;
રીદ્ધ સીદ્ધને નવનીધ તે, આ હરીએ મને આપેલી. ૩
મુષ્ઠી તાંદુલ લઇ માધવે, મન ઘણો અહસ્થ કર્યો;
દળીદર હતું દાણા ન મળતા, તે દુખનો દીવસ હર્યો. ૪
રામા રશોઇ કરવા બેઠી, શાક પાક સામગ્રી ઘણી;
રોટલીના શેર કણેક બાંધી, તેમાંથી અદશેર વણી. ૫
ત્યારે સુદામા કહે શામને, શીદ ભુખ્યા બેસી રહીયે;
રશોઇ તૈયાર થવા આવી, નદીએ નહાવાને જઇએ. ૬
એટલે ઉઠયા શામ સુદામા, એક એકના કર ઝાલ્યા;
સ્વચ્છ ધોએલાં વસ્ત્ર લીધાં, વાવા કરતા બેઉ ચાલ્યા. ૭
સુદામા કહે સુણો શામજી, હું બ્રાહ્મણ પર હેત લાવો;
લોક વાત કરે છે માટે, અકળલીલા મુને બતાવો. ૮
એક અકળલીલા જોવાને, મોહન હું મરૂં મથી;
શામ કહે અકળલીલા, જોવામાં કંઇ સાર નથી. ૯
સુદામા કહે મારે જોવી, એમ કરતા નદીએ આવ્યા;
અકળ લીલા હરજીવન, દેખાડવા દીલ ભાવ લાવ્યા. ૧૦

શ્યામ કહે સુણો સુદામા, મન તણો મુમુત મેલ
આ પારથી ડુબકી મારે પેલે પાર કોણ જાય પહેલો. ૧૧
એમ કહી મુમુતે ચડીયા, પડીયા નદીના નીરમાં;
ત્રણ લોકનો નાથજ ત્યાંથી, જઇ ઉભો સામી તિરમાં. ૧૨
અકળલીલા નથી ઓછી, નકિતમ નાગર નટવરમાં;
હરજીએ હડસેલી મેલ્યો, સુદામાને સાગરમાં. ૧૩
બે ઘટીકાએ બહાર નીકળ્યા, પસ્તાવો મનમાં કરતા;
કયાં મારૂં ઘર ને કયાં છે ઘનશ્યામ, આંખે આંસુડાં ભરતા. ૧૪
ખારે જળ જોઇ ભડકી ઉઠયા, ભજવા માંડયા દીનબંધુ;
નદિ મારી કયાં ખસી ગઇ, કયાંથી આવ્યો આ સીંધુ. ૧૫
આજળથી નહી જાઉ જીવતો, કહી જગદીશનું ધ્યાન ધર્યું;
દામોદરને દયા ઉપજી, સાગર વચ્ચે ગામ કર્યું. ૧૬
તેમાં મલેચ્છ મનુષ્ય વસાવ્યાં, અવળી રીતે તે ચાલે;
બ્રાહ્મણ શુદ્ર સરવે સરખા, એક એકને કન્યા આલે. ૧૭
તેવા ગામમાં ગયા સુદામા, નગરશેઠ સામા મળીયા;
બ્રાહ્મણ તમે ભલે પધાર્યા કહીને સાથે લેઇ વળીયા. ૧૮
વીપ્ર કહે સુદામાપુરી, કહે શેઠ કેટલે હશે;
શેઠ કહે સુદામાપુરી, જાતાં વીશ વરસ થશે. ૧૯
વીસ દિનથી વહાણ ગયાં છે, તે જઇને પાછાં આવશે;
પછી તમ ઘર પહોંચાડે, સાઠ વર્ષે જવું ફાવશે. ૨૦
સુણી સુદામા સંતાપ કરતા, કોને ઘેર જઇને રહીશું;
પેટપાપી બુલવા લાગશે, કયાં જઇને અનાજ ખાઇશું. ૨૧
શેઠ કહે સંતાપ ન કરશો, સૌ તમારૂં કષ્ટ કાપું;
ખાવા પીવા ઓઢવા પહેરવા, રહેવાને મંદિર આપું. ૨૨

મારે પેટે છે પવીત્ર પુત્રી, તે દેઉં તમને કન્યાય;
સુદામા કહે લઉ શુદ્રની, થાય અતી અધર્મ અન્યાય. ૨૩

ત્યારે શેઠ કહે આ ગામમાં, બ્રાહ્મણ શુદ્ર સહુ સરખા;
સઘળે એઠું અન્ન મળવાનું ભુખે ક્યાં મારશો વળખાં. ૨૪

એટલે સુદામા અકળાયા ગામ લોક ગરદન ઘાલે;
સો વરસે ઘેર જવાનું અન્ન ઉદક વણ કેમ ચાલે. ૨૫

અન્ય ખાઇશુ ને વટલાઇશું, પરણ્યામાં ચિત્ત પેઠું છે;
નાત રહી સુદામાપુરીમાં ત્યાં જાણવા કોણ બેઠું છે. ૨૬

એવું સમજી કન્યા પરણ્યા, જુદું ઘરબાર લઇ રહ્યા;
પત્ની રાંધે ને પોતે જમે, ભ્રષ્ટો ભેગા ભ્રષ્ટ થયા. ૨૭

સુદામાએ સંસાર માંડયો, નારીને પાંચ પુત્ર થયા;
પાડોશમાં એક અબળા મુઇતી તે સારૂ શમશાન ગયા. ૨૮

ઘણુંક માણસ ગયું મશાણે મડદું છોડીને જુએ;
જે નારી મુઇ તેનો નાથજી આંખે આંસુથી રૂએ. ૨૯

કાષ્ટ લાવી ચિંતા ત્યાં ખડકી ચીન્તામાં બહુ જી પેઠો;
નારીનું મસ્તક ખોળામાં લઇને પીયુ બળવા બેઠો. ૩૦

સુદામા જોઇ વિસ્મય પામ્યા બળનારો મુરખ જેવો;
સુંદરી સાથે પુરૂષ મરે, આ અનર્થ અવળો કેવો. ૩૧

તે સુણીને સહુજન બોલ્યા, સુદામા તું છે મતીયો;
ગામ ચાલે છે નારી પુંઠે, સ્વામી હોય તે થાય સતીયો. ૩૨

સુદામા કહે ચાલજ ખોટો, તેને તમે માન્યો ખરો;
કોઇ પુરૂષ બળે નહી તેને કહો ભાઇ તમે શું કરો. ૩૩

લોક કહે ન તોડીયે પ્યારા, બાંધીને સાથે લઇએ;
સીધી રીતે બળે નહી તો પરાણે બાળી દઇએ. ૩૪
સુદામા કહે અરે શામજી, સર્વે મચ્યા તે લોક નડશે;
મારી પત્નીનો પંડ પડે તો મારે પણ બળવું પડશે. ૩૫
એવો એવો સંતાપ કરતા ભજતા શ્રી અંતરજામી;
હરી લીલાથી સુદામાની પત્ની પણ મરણ પામી. ૩૬
સુદામાએ સબ દીઠું ને પોક મેલી રડવા બેઠા;
જાણ્યું જરૂર મને બાળશે કોઠીઓ વચ્ચે જઇ પેઠા. ૩૭
નગરતણા ત્યાં લોકો આવ્યા, મડદુ ઉપાડયું હાથે;
સુદામાને શોધી કાઢે; બાળવા સારૂ લ્યો સાથે. ૩૮
સુણી સુદામા થરથર ધ્રુજ્યા, ખુણે રહી આંખો ચોળે;
લોક ઉઠીયા લઇ લાકડીઓ, કોઠી કબાલા ખોળે. ૩૯
ખુણામાંથી ખોળી કહાડયા, ખેંચીને બારણે લાવ્યા;
હાથ ઝાલી હઠવા ન દીધા, તેડીને મશાણ આવ્યા. ૪૦
ચીતા ખડકી સહુ લોક બોલ્યા, બાકી ન રહે વીત્યામાં;
પહેલેથી સુદામા સમજી બીરાજો આ ચિતામાં. ૪૧
સુણી સુદામા કરે સોસના, અગનીમાં ભડકા થાશે;
ફોલા ઉઠશે પાણી છુટશે દુખ પામીને જીવ જાશે. ૪૨
અગ્નિ ન ખમાય ન જીવ જાય બળ્યું બળવું નારી સંગ;
તે કરતા પડુ દરિયામાં વેદના વ્યાપે નહી અંગે. ૪૩
એવું વીચારી બોલ્યા બળવાને તૈયાર થઉ છું;
ઉભા રહો ભાઇ મેલો મને એકવાર નાહવા જઉં છું. ૪૪

એમ કહીને છેનરી આવ્યા જળમાં જંપાપાત કીધો;
સ્નેહી સુદામાને શામળીયે નદિમાં ખેચી લીધો. ૪૫
સુદામા ડોકું કાઢ્યું એટલે હસ્યા વનમાળી;
પ્રભુ કહે તમે છો પાછળ હું આગળ છું દ્યો તાળી. ૪૬
સુદામા કહે શેની તાળી ઘણાં વરસ વહી ગયાં;
કહો કૃષ્ણજી તમો ક્યારના આ ઠેકાણે ઉભા રહ્યા. ૪૭
કૃષ્ણ કહે કે હમણા આવ્યા, નારી રાંધી રહી હશે;
વીઠલ કહે વસ્ત્રજ પહેરો રસોઇ શીતળ થઇ જશે. ૪૮
સુદામા કહે શું બોલો છો રસોઇ શેની શીતળ થઇ;
પ્રભુ મશ્કરી કરવાની, તે ટેવ તમારી નહી ગઇ. ૪૯
તે કરતાં તમારૂં બોલ્યું, સત્ય હોય તો વાત કહું;
એ વારતા કોને નવ કહેશો કહો તો હાંસિ કરે સહુ. ૫૦
મહારાજા તમ સાથે સરત, કરી પાણીમાં હું પડીયો;
કીનારો કેમ આવ્યો નહી સાગરજળમાં નીકળીયો. ૫૧
ત્યાં સોહામણું નગર નીરખ્યું, ભ્રષ્ટા ભ્રષ્ટ સૌ પ્રાણી;
ઉચનીચને ભેગુ ભોજન, અતિતી દુખનીઆણી. ૫૨
ત્યાં હું ગયો વીવાહ થયો શુદ્ર જનના ઘરમાં પેઠો;
ખાનપાન સહુ સસરે પુર્યું તેની પુત્રી વરી બેઠો. ૫૩
ચોખા રહેવા મન ધાર્યું પણ અન્ન ઉદકવીણ ટળવળ્યો;
નીચ જાતી પરણ્યો તેનું રાંધી જમીને વટલાયો. ૫૪
વટલીને ઘર સંસાર માંડયો, પાંચ પુત્ર તેનેજ થયા;
તે વાતને બહુ દિવસ વિત્યા, તેવારના શું ઉભા રહ્યા. ૫૫

સુણીને શામળીયો બોલ્યા બાપણુ તમારૂં ભાવ્યું;
શો સિન્ધુશા સુંદરી છૈયાં શું તમને સ્વપ્નું આવ્યું. ૫૬
જાગૃત છોને લવરી માંડી, ન બોલશો દુખશે ડાચું;
સુદામા કહે સોગન તમારા, નહિ સ્વપ્નું એ છે સાચું. ૫૭
શામ કહે સાચું હોય તો સંઘ તમારો પર હરીએ;
બ્રાહ્મણજાતી ભ્રષ્ટ થયા તેની તો સોબત કેમ કરીએ. ૫૮
વીઠલ વદે કહું વિશ્વમાં ચાડી કરવા ચોરે ચડું;
સુદામા કહે વાત ન કરશો પ્રભુ તમને પાયે પડું. ૫૯
તવ શ્યામ કહે ચાલો સંચરીયે તમારી નારી પાસે;
મહારૂં કે તમારૂં સાચું સઘળું તે ત્યાં જણાશે. ૬૦
લવરી માંડી ભાંગ પીધેલી કહીને કૃષ્ણે કર ઝાલ્યા;
ગાંડામાં ગણી કઢાડાને, સાથે લઇ મહોલે ચાલ્યા ૬૧
ઘરમાં સ્નેહી સાથે પેઠા અકળલીલા બહુ પાકી;
રામાની રસોઇ જોઇ તો નવટાંકની રોટલી બાકી. ૬૨
તેવું જોઇને ઝાંખા થયા સુદામા પડીયા વીલા;
શામ કહે તમે સંસાર માંડયો તે સઘળી મારી લીલા. ૬૩
સુદામા કહે અકળલીલા શું વખાણું મુખ થકી;
ત્રીકમજી તમારી લીલા સપને પણ જોવી નથી. ૬૪
સુદામાજી બન્યા ભક્ત જનને મન ભાવે;
વ્યાસ વલભ વાણી વદે છે, કૃષ્ણ કળામાં કેમ આવે. ૬૫

# સમાપ્ત.

## છપાય છે: રૂપસુંદરી છપાય છે

અથવા

## પરાધિન ગુજરાત.

રણેસ એ કરણઘેલો, અને કૌરેશ્વરી એ રૂપસુંદરી. રૂપસુંદરી પ્રધાન માધવની ધર્મ-પત્નિ અને કરણના હવસમોહનું ભાન ભુલું રમક એ આખીએ ઇતિહાસિક કથા. સ્વદેશ પ્રેમ અને રાજ્યધર્મથી છલોછલ સ્વામિ ભક્તિ, મિત્રધર્મ, વિરતા અને નિમકહલાલીનો તાદૃશ્ય ચીતાર આખીએ નવલકથામાં સંપુર્ણપણે આલેખાયલો છે, એકવાર જરૂર ખરીદો કંઈક સુંદર ચિત્રો સાથે કીમત બાર આના. મળવાનુ ઠેકાણું :—

**શા. ચુનીલાલ મગનલાલ બુકસેલર** રાણીતલાવ-સુરત.

---

## સંત સમાજ ભજનાવળી (મ્હોટી)

ભજનની મોટામાં મોટી અને ચિત્રવાળી આજ સુધી કદી નહીં બ્હાર પડેલી એવી બુક લગભગ ૨૭૫ પાના— કી. ૨-

**ચતુર સુંદર ગરબાવળી**—ગરબાની મોટામાં મોટી બુક તરીકે આખા ગુજરાતમાં પ્રખ્યાતી પામેલી જેમાં સેંકડો ગરબાઓનો સંગ્રહ છે. કી. ૦-૮

પારસમણી ભજન સંગ્રહ—કી. ૦-૮-૦

ભજન સાગર— કી. ૦-૮-૦

ભજન ભંડાર— કી. ૦-૮-૦

મળવાનું ઠેકાણું:-**કાગઝી મહમુદ એન્ડ મહમદભાઇ**

ટાવર રોડ, અલાયાની વાડી સામે-સુરત